# वडोदरानो मोहोच्छव.

રચનાર

વ્યાસ ત્રીકમલાલ ઇચ્છાશંકર.
જાદુકપટ પ્રકાશના કર્તા.



છપાવી પ્રસિદ્ધ કરનાર
વ્યાસ હીરાલાલ ઇચ્છાશંકર.



અમદાવાદ

દાણાપીઠમાં "ગુજરાત ગેઝટ" પ્રેસમાં
ચેનરામ હરીલાલ વર્માએ છાપ્યા.

સંવત ૧૯૫૩ સને ૧૮[illegible]

કીંમત ૧ આનો.

# વડોદરાનો મોહોચ્છવ.

મારૂં સારૂંરે સુરત શહેર મુંબઇ અલબેલી, એ રાગ,

જુઓ જુઓ જગતના જન, વડોદરે વરઘોડો;
જનરલ આવ્યા જે દન, વડોદરે વરઘોડો. ટેક.
સંવત ઓગણી ત્રેપન સાલે, કોમળ કારતીક માસરે;
જનરલ જાણી ઝાઝા જનના, ભરાયા અવાસ. વડો. ૧
સારે સત્તાવીશમીએ, ખરેડીથી ખુબ મરીઆરે;
ઉદ્ગાટ આણી અમદાવાદે, બે વાગે ઉતરીઆ. વડો. ૨
મળવા માટે મ્યુનિસીપાલેટીએ, માન ઘણેરાં કીધાંરે;
કલેક્ટર સાહેબ રણછોડભાઇએ, સન્માન સામાં દીધાં. વડો. ૩
એટલામાં હર્ષ ઘણેથી, આવ્યા ત્યાં દીવાનરે;
આસીસ્ટન્ટ રેસીડેન્ટ સાથે, સારૂં કર્યું સન્માન. વડો. ૪
સેકન્ડ, સાહેબ સાથે લીધી, ઉતરી ગાડી હેઠારે;
સજ્જન બેસાડી સલામ કરીને, ગાડીમાં જઇ બેઠા. વડો. ૫
પુર પાટે સ્પેશીયલ છુટી, સ્ટેશન જોતા જાયરે;
પાંચ વાગે પોતે પધાર્યા, વીરક્ષેત્રની માંય. વડો. ૬
ગુજરાત મધ્યે ઘણું રૂપાળું, ગાયકવાડનું રાજરે,
વડોદરૂં વૈકુંઠ સરીખું, શીયાજી મહારાજ; વડો. ૭
વિદ્યા દેવી વાસ વસે ત્યાં વીરક્ષેત્રની માંહરે,

રામ સરીખી રાજ નિતીતે, તરતી એ શોભે ત્યાંહ. વડો. ૮
રાજ મહેલ બાંધ્યા છે રૂડા, મકરપરાનું ધામરે;
કોરટની કારીગરી શી કહું, કામેટી બાગનું કામ. વડો. ૯
લક્ષ્મી વિલાસમાં વાસ વસે છે, મહાલક્ષ્મીની મહેરરે;
કોલેજને કરૂણા કરી કીધી, જેથી શોભે શહેર, વડો. ૧૦
હુન્નરશાળા અતીશે ઓપે, રોપ્યા તરૂવર છોડરે,
વડોદરૂં જેણે નહિં નરખ્યું. તેના નવ પોહોચે કોડ. વ૦ ૧૧
રાજ રીતીની નિતિ જોઇને, પ્રીત ધરી અપારરે;
અઢારસે છનુંની સાલે, નરેશ્વર નિરધાર. વડો. ૧૨
જનરલ આવતા જાણી મહારાજે, મોટી ધરી મન મેહેરરે;
વડોદરૂં વૈકુંઠ સરીખું, જ્યાં લક્ષ્મીની લહેર. વડો. ૧૩
સ્ટેશન સારૂં શોભાવ્યું છે, આવ્યું મન અનુકુળરે;
પચરંગી વાવટા ચડાવ્યા, પાથરીઆ પટકુળ. વડો. ૧૪
ફુલતણી જાળી નિહાળી, જાણે પુષ્પ વિમાનરે;
સતાવીસમીની સાંજે, આ વાઇસરાયને માન. વડો. ૧૫
આમળ પાછળ આસોપાલવ, તોરણ દીશે ત્યાંહીરે;
ગુલાબને ગુલદાવડી મોટા, મોટા શોભે માંહી, વડો. ૧૬
સ્ટેશન સામા જોઇ સુખ પામ્યા, રસ્તે રચના સારરે;
દરવાજા ત્રણ દીવાથી દીઠા, ઘુમટ ગોળાકાર. વડો. ૧૭
પોણા પાંચે આપ પધાર્યા, શ્રેષ્ઠ શીવાજીરાવરે;
સારકુનો ને કચેરી મંડળ, લશ્કર ને વળી લહાવ. વડો. ૧૮
હાથી ઘોડા નથી કાંઇ થોડા, જોડા નહિ જય માંહરે;

શણગારેલા સજ થઈ ઉભા, વાજા ગાજે ત્યાંહ. વડો. ૧૯
વાઇસરાય આવ્યા તે વેળા, સ્નેહ સહીત સરકારરે;
એકન્ડ સાહેબ સાથે લઇને, આપ્યો અતી આવકાર. વડો. ૨૦
ફુલની વૃષ્ટી સૃષ્ટી કરે ત્યાં, અમૃત દ્રષ્ટી અધીશરે;
પુરમાં પગ મુકતાની સાથે, તોપ પડી એકત્રીસ. વડો. ૨૧
શુભવંતા ગાડીમાં બેઠા, જનરલ જમણી પાસરે;
મહારાજાપણ જોડે બેઠા, અધીક ધરી ઉલ્લાસ. વડો. ૨૨
વાજા વાજે વડોદરૂં ગાજે, લશ્કરની પણ લહારરે.
સડકની શોભા શું રે વખાણું, ઉલટી દુનિયાં અપાર. ૨૩
ધીમે ધીમે ગાડી ચાલે, મહાલે પહીપત ત્યાંહીરે;
દુનિયાં દો પાસે દેખેછે, પેઠા બાગની માંહી. વડો. ૨૪
બાગ બહુ બીરાજી રહ્યા છે, રાજી ગવરનર રાયરે,
સ્વારી સાથે પોતે પધાર્યા, કાંપજ કેરી માંય. વડો. ૨૫
મુલાકાત કરી હેત ધરીને, સરીયાં સઘળાં કાજરે;
ઉલ્લટથી આણંદ ભેર ઉઠ્યા, મકરપરે મહારાજ. વડો. ૨૭
એકજ રસ્તે ચાલી હસતે, રૈયત રાખી રંગરે,
વીજળીના દીવા દેખીને, આણંદીત થઇ અંગ. વડો. ૨૭
મહોળાં ટોળે ટોળાં ચડ્યાં, સ્વારી પાછી સારરે.
ભારે ભીડ થઈ દરવાજે, નાસે નરને નાર. વડો. ૨૮
લીંબાજી દાદાના બાગનો, પડ્યો કઠેરો પહાણરે,
કુચ્ચર ઘાણ થયા જન ઝાઝાં, કૈણે ખોયા પ્રાણ. વડો. ૨૯
આ અવસર પોલીસ સાહેબની, દસ્તી પડી આધારરે,

દરવાજામાં રોકયાં જનને, મોઘમ મારી માર. વડો. ૩૦
ગાડી ઘોડા દોડ્યા આવે, પાછળથી પુર પાટરે;
દરવાજાની બહાર નીકળતાં, કંઇના ઘડાયા ઘાટ, વડો. ૩૧
દુનિયાં દારૂણ ભીડ ભાળીને, તરતી લીધી અપારરે;
બહાદુરે બદોબસ્ત કીધો, છુટાં કર્યાં નરનાર. વડો. ૩૨
ઇશ્વરને સૌ અરજ કરેછે, ઉર થયું ઉદાસરે;
આગળ પાછળ કંઇએ ન દેખે, ટાળોને આ: ત્રાસ. વડો. ૩૩
એ રાત્રીએ ઉપરાઉપરી, રેલે આવ્યું અપારરે;
ઘણું ગામડીયું આસપાસથી, આવ્યું લઇ પરિવાર. વડો. ૩૪
ભાથા બાંધી નાંખી લાદી, સડકે સુતું સપાટરે,
આખે રસ્તે અતીશે ઉભું, અંતર નહીં ઉચાટ. વડો. ૩૫
રાત્રીના બે વાગે ઉઠી, અગડે જોવા જાયરે;
અગડ કોટની ચારે બાજુ, ભારે ભીડ ભરાય. વડો. ૩૬
ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, લોક કરે ધાગડીયોરે;
પૂર્વ દિશાના તળાવ મધ્યે, પડી ઘણી પાઘડીઓ. વડો. ૩૭
પોતપોતાની જગ્યા જાળવે, મનમાં રાખી મહેરરે;
સાહેબની સ્વારી જોવાને ભરાણું ભારે શહેર. વડો. ૩૮
છજા જરૂખા મહેલ જાળીએ, જયાં ત્યાં જમ સમુદાયરે;
લારીપુરેથી પાણી દરવાજે, દારૂણ દળ દેખાય. વડો. ૩૯
જેમ તેમ કરતાં હું શો ધરતાં, સાઠ મારી જોઇ સારરે;
નવ વાગે ગવર્નર નીકળ્યા, ગયા કાંપ્ર મોઝાર. વડો. ૪૦
હરખાઇને ખાણું ખાઇને, પોતે થઇ પ્રસન્નરે;

ઇન્દ્રઆવ્યો દરબાર ભરીયો, રાજ મહેલ ભોવન. વડો. ૪૧
ઘણાં, ઘણાં ત્યાં ભાષણ ભાખ્યાં, વખાંણી રાજની રીતરે;
ન્યાય તણી નિતિ જોઇને, પૂરણ આણી પ્રીત. વડો. ૪૨
સભા થઈ બરખાસ્ત સુખેથી, ઉઠયા આણંદ ભેરરે;
વિદ્યા દેવીના ભોવન મધ્યે, આણી સાહેબે મહેર. વડો. ૪૩
ઇનામ વહેંચી પ્રેમજ ખેંચી, ગમન કરે અપારરે;
ગાયન કસરત આલીશે દીઠી, કન્યા અને કુમાર. વડો. ૪૪
પાંચ વાગતા પહેલા પધાર્યા, બાગ કામેટી માંયરે;
ગવરનર સાહેબ ગુણવંતા, સરવ પ્રજા સુખદાય, વડો. ૪૫
બાજીગર ને બજાણીઆ ત્યાં, નટવાનોછે નાચરે,
જાદુગરને વ્યાસ કથા કહે, જેવું કાંઇ ન સાચ. વડો. ૪૬
નંબુમાં તરતી બે પધાર્યા, સભા ભરી ત્યાં સારીરે;
પારસીઓની પુત્રીઓ આવી, ગાયન ત્યાં સુખકારી. વડો. ૪૭
હાથ ચાલાકી કાંઇ ન બાકી, ફુક્કા ઉડે ત્યાંજરે;
ઉડે ગબારા ઉડે હવાઇઓ, જોઇ સરવ હરખ્યાજ. વડો. ૪૮
દારૂખાનું વિવિધ પ્રકારે, ઉરાડયું આકાશરે;
કાળા લીલા રાતા પીળા, તારા તણો ઉજાસ. વડો. ૪૯
રસ્તામાં રોસનાઇ જોતાં, મોહોતાં મન મહારાજરે;
આણું ખાસ રાજ મહેલમાં, પધાર્યા શીરતાજ. વડો. ૫૦
ઇચ્છા શંકર અમદાવાદે, કરીયો કપટ પ્રકાશરે;
તેહ તણા સુત ત્રીકમલાલે, કરી કવિતા ધરી આશ. વડો. ૫૧

શેઠ સગાળસા સાધુને શેવે. એ રાગ

ગયા રાજમેહેલને જોવારે, ઘણા લોક પ્રાણને ખોવારે;
સાહેબને સરકાર સ્વારી, તેની પાછળ લોક,
આવ્યું ઘણું નદી પુલના ઉપર, પાડે છે પોકાપોક. ગયા૦ ૧

બારે ઘણી તિહાં ભીડ ભરાણી,
રસ્તો નહિ રજ માત્ર;
ગાડીઓ જવાને રોકયા પોલીસે,
કચરાયા લોકના ગાત્ર. ગયા. ૨

પાછળથી ઘણાં લોકનાં ટોળાં
બહોળાં આવે પાડે ગુમ;
મેઘ ઘટા ચડી આવી આકાશે,
ત્યાં થયું અંધા ધુમ. ગયા૦ ૩

ઓળખે નહિ એક એકને કોઇ,
પાડે ઘણાં ત્યાં પોકાર;
ધક્કાથી પૃથ્વીપર પડીયા,
હાય અતી નરનાર. ગયા૦ ૪

પડતા ઉપર પગ દેઇને ચાલે,
લોક તણા થોકા થોક;
કારમી ચીસો પાડે નર નારી,
કંઇક પોહોંચ્યા પરલોક. ગયા૦ ૫

૬૫૧૩

( ૯ )

હાય હાય મારો દીકરો ક્યાં ગયો,
એમ કહી રડે બાપ;
હાય બાપા તમે ક્યારે દબાણા,
આગે ત્યાં કોણ જવાય. ગયા૦ ૬

પુલના પથરાની કોરોથી કંપકની,
કહેડો ગઈ કુટાઇ,
લોહી, ઉડે પાણીઝારીની માફક,
છોરૂ ગયા મુંઝાઇ; ગયા. ૭

આ દુઃખ દેખીને રોયો પ્રભુ ઘણો,
આંસુ રૂપે વરસાત;
વડોદરૂં કેહે વડો ઘરો આ,
હાય થયો ઉતપાત. ગયા૦ ૮

અંધારી રાત્રે આંધળીઆં કરીને,
પડી નદીની માંય;
બીજે દહાડે મડદાં હાથ લાગ્યાં,
કંપારી આવેછે કાય. ગયા ૯

હાય ગરીબ કુટુંબનું પોષણ,
કોણ મુઆ કરનાર;
મહેર કરો મહારાજા તે ઉપર,
આપશો દ્રવ્ય અપાર. ગયા૦ ૧૦

આટલાં માણસ અત્યુની વાતનાં,
જાણી ન શક્યા અમલદાર;

ત્યારે મહારાજાની આગઝ વાત આ,
મોજું પછી કહેનાર, ગયા૦ ૧૧
રસ્તેથી ઉપાડી આથી નાખી ત્યાં,
હાય મનુષ્યની લાશ;
રોતા ને જોતાં જતા જીવતા જન,
ત્રાય ત્રાય પામી ત્રાસ. ગયા. ૧૨
અડધા મુએલાને ઉપાડી લેઇ ગયા,
હાસપીતલ મોઝાર;
ડાકટર સાર વાહાર કરે સારી,
કારમી પાડે પોકાર. ગયા૦ ૧૩
બહાર રીપોટ પોલીસોએ પાડયો,
અન્યુ થયાં પીસનાળીશ;
ઘણું ઘણા જનનો નિકળ્યો હશે,
જાણે બધું જગદીશ. ગયા૦ ૧૪
રાજ મહેલે દારૂખાનું જોવા ગયું,
દોડતુ શોખીન લોક;
હાય સગાં વાલાંને કઇક શોધે,
પાડી ઘણી પોકા પોક. ગયા. ૧૫
દારૂખ નું છુટયું કંઇકનું આવખુ,
ઘુરે થયા છે ખુવાર;
આવો દીવસ તું કદી ન દેખાડીશ,
જગતના સરજનહાર. ગયા. ૧૬

શ્રી સરકારને હુંશ ઘણી પણ,
દૈવયોગે થયું આમ,
ન્યાય મંદીર આને કંઇક ઉતમ,
કરીઆ નહીં પછી કામ, ગયા૦ ૧૭
આમ થવાનું હતું તે થયું,
તેમાં કોને માથે મુકું દોષ.
પાળો છો પુત્ર સમાન પ્રજા નૃપ,
આણુસો નહિં અપસોસ, ગયા૦ ૧
નિતિની રીતથી રાજકરો તમે,
ગુણવંત ગાયકવાડ;
આશ્રય આપો નિરાશ્રિતને તમે,
પૂરણ માનશે પાડ. ગયા૦ ૧૯
સરકારની શુભ કીરતી વિસ્તરે,
એવી આપુછું આશીશ;
પુન્યના કામમાં પ્રાક્રમી પુરા,
જશ આપશે જગદીશ. ગયા૦ ૨૦
સાંભળવાથી કવિતા કરી છે,
એનો કરી ઇનસાફ;
વણુ ઓછું લાગે તમને કાંઈ,
વાંક કરો મારો માફ. ગયા૦ ૨૧
બહુ તણી જુક્તીઓ જોઇને,
રીઝયા મારા સરકાર;

કનક કડાં મંડીલ દો સાલા,
આપ્યા મેતીના હાર. ગયા૦ ૨૨
જાદુ કપટ પ્રકાશનું પુસ્તક,
જેણું રચ્યું નિરધાર;
મોટા સાહેબનાં સરટીફીકેટ મળ્યાં,
આપનો એ ઉપકાર. ગયા૦ ૨૩
મુન્છી શંકર સુત વ્યાસ ત્રિકમવદે,
મહેર કરી મહારાજ;
કરૂણાનજર કરો કિંકર ઉપર,
આશીશ આપુછું આજ. ગયા, ૨૪

---

ગીરધારીરે વાત કહું તે વિચારો એ રાગ.

જન ઝાઝારે ગયા વડોદરા ગામે, જ્યાં જોવાનું કામે કામે,
બચુ ઉતર્યા રે ઓળખીતા મુકામે, ધારણુ ધરીને ધામેટેક.

---

જુલી.

મળી મેદની અપરંપારરે, છૈયાં છોકરાં નર નારરે,
શેઠ શાહુકારરે આવ્યા જોવાને કામે, જ્યાં જોવાનું ૧
દેખી વિસ્મનેરે દીલમાં રાજી તમામે, બેસે એક એકના સામે,
ઝાઝી જુક્તિરે જોઇને મોહ પામે, વનિતાઓ મુકી ધામે;
જ્યાં ખેલ જાદુના જામેરે, કર્તા નથુ મંછાચંદ નામેરે,

બલે બરાયારે તેહ તણા મુકામે, જયાં જોવાનું. ૨
ધારક્ષેત્રમાંરે વીજળીના દીપક કરીઆ, એકએકથીઆચાશ્રનીઆ,
આખી આલમરે રંગમાં રહીછે મોહી, જનરલ આવતાનેજોઇ.
જયાં જુવે ત્યાં થોકા થોકરે, લાખો લેખાં લખાય ન લોક રે,
સ્વારી સાથેરે બાગ તણે મુકામે, જયાં જોવાનું. ૩
જન જોતાંરે રાત પડી છે જ્યારે, નરખી નર નાહા ત્યારે,
ઘણું ગામડીયુંરે ધક્કા મારી ધાગે, રસ્તો દેખે ત્યાં જાએ,
હાથી મારગ રહ્યા છે રોકીરે, સીપાઇ સમજુને કાઢે ટોકીરે,
સૌ શાહુકારરે ઉભા રહ્યાછે સામે, જ્યાં જોવાનું. ૪
નથી રસ્તોરે એમ ઠરેછે જાણુ, તોય લેઇને નાસે પ્રાણુ,
કોઇ અનાડીરે વનીતા ભણી હળીગો, ત્યાં કચર ઘાણુજવગીગો
એમ દુઃખ થયું પહેલે દહાડે રે, જેમ તેમ કરી બહાર કાડેરે,
થઇ કચ્ચરરે મુઆ તે મુકામે, જ્યાં જોવાનું. ૫
ઓઇશ્વરરે કૃપાકરોને આજે, આવું છબીલા તમને ન છાજે,
કહું કરગરીરે અરજ ધ્યાનમાં ધરજો, અંતરયામી ઉતરજો
વહે વ્યાસ ત્રીકમ આમરે, અમદાવાદ મધ્ય મુકામરે,
પીતા આહરારે ઇચ્છારામે નામે, જ્યાં જોવાનું. ૬

---

## છપ્પા. (૧)

વડોદરા જેવું શહેર, શહેર લંકાના જેવી.
હવે લોઓ ઓળાઓળ, તરતી બે શોભે તેવી;

શોભા સારી જોઇ, શોક તો સૌના શમીઆ,
ગુણવંત શીયાજીરાવ, ઘણાં જનને તે ગમીઆ.
એ સુખે સદગુણ શું વરણવું, સૌકો જ્યાં સારા શેઠ છે,
ચોરદોસ વિલોકીયું, એ આગળ સૌ હેઠ છે.

---

## છપ્પો. (૨)

ગત ત્રેપન કેરી સાલ, સાંભરશે સૌને એવી,
નિરન્તે ઓછો વરસાદ, મોટી મોંઘવારી તેવી;
ગરીબ ઘરને નહીં અન્ન, ધન વીણુ ક્યાંથી ખાએ,
આથી કરતું પુન્ય, ગરીબને અન્ન અપાએ;
આ વાતે કોઇ નહિં ઉતર્યાં, સુનરા રસ્તા સાઇને,
કર જોડી ત્રીકમ વદે, ગુણ ગાયકવાડના ગાઇને.

---

## દોહરો. (૧)

કર જોડી સરકારને, આપ કરો ઇન્સાફ,
ભૂલ ચૂક જે માહરી, મુજ ગુનો કરજો માફ;



# જાહેર ખબર.

## મળવાનાં ઠેકાણાં.

અમદાવાદમાં:—કર્તા પાસેથી. ઠે. ખાડીઆમાં સુતાર-
વાડાની પોળ.

,, બુકસેલર, માહાદેવ, રામચંદ્ર પાસેથી.
ઠે ત્રણ દરવાજે.

સુરત:—વૈદ પ્રાણશંકર કેસવરામ, ઠે હરીપરામાં નરતીયા
હનુમાન પાસે.

,, મંછાશંકર અમથારામ. ઠે નવાપરામાં બાવની
પીઠ આગળ નાગરદાસની શેરીમાં.

વડોદરા:—દા. મોતીલાલ રેવાશંકર. ઠે. રાવપુરા, ફરીઆ-
લમાં ચાંપાનેરી દરવાજે.

પ્રાંતીજ:—રણછોડલાલ ઘેલાભાઈ પંડ્યા, ઠે. ગુજરની પોળમાં.

